શ્રી

"સુરત શાન્તિ વિજય" નાટક કંપની

માટે

સંગીત

# કરણ ઘેલો


રચી પ્રસિદ્ધ કરનાર

લલિતાશંકર લાલશંકર વ્યાસ

(હેડ માસ્તર, નામદાર સર જ. જી. ઇ. સ્કૂલ, સુરત)


આ નાટક ભજવી બતાવવાની પરવાનગી
ઉપલી નાટક કંપનીને આપી છે.


આવૃત્તિ ૨ જી


(દુહો)

વિષયાસક્તપણા થકી, શી ખ્વારી નવ થાય ? !
ધર્મ, જાત, કુળલાજ, જર, રાજ, પતિ પ્રિય જાય




સુરત.

"દેશી મિત્ર" એન્જીન પ્રિન્ટિંગ પ્રેસ.

આષાઢ ૧૯૬૩ ઓગષ્ટ ૧૯૦૭

કિમ્મત ૨ આના.

# કરણ ઘેલો



## અંક ૧ લો.

૧૯૧૯

નટી વગેરે— ૧

અદ્દભુત રચના શી, આહા ! પ્રભુ ! શી બલહાર.
તારણ મારણ તું, જગ કારણ ધારણ તું,
જેનો જગમાં નહીં આકાર, પણ વ્યાપક છે સર્વ મુઝાર-અદ
પ્રાણિમાત્રનો તું આધાર, શરણાગતનો પાલનહાર—,,
ભૂમંડલનો આ વિસ્તાર, નિરખી સ્મરિએ વારંવાર—,,

સૂત્રધાર— ૨

ગુર્જર ગાથામાંથી નાટક રૂપે રચ્યો કરણ ખેલ
તે આ વિદ્વર્જનને, બતાવવો છે ફરીથી આ વેળ.

દરબારીઓ— ૩

પામો પામો સકલ સુખ વિમલ જયકરા, શિતલકરા,
શાન્તિદા.
અવનિ સકલ, સ રસ અચલ, કિરતી અમલ—પામો
નાશ પામો અરિ સબળા, દુખદા, ભયદા,
જય વાણી વંદી વંદીને નમી વદીએ નાથ
ઇશ આબાદાની, મ્હેર સર્વદાની, આનંદે, શ્રી અંગે
શ્રી રંગે, સા સંગે દે, શ્રી હરિ માન.

—દરબારીઓ— ૪

મહા ઉત્સવનો દીન કલ્યાણકારી આજ છે.
નિજ દેશ અંતર હિત જાણનારા

મહારાજ, જગરાજ, સરવેના શિરતાજ સાજ છો.
સત્ય સુનીતિથી વર્તનહારા
દરબારી અમે, શુભ આજ સમે, સાષ્ટાંગ નમે
દુખ સર્વ શમે—શો આજ છે—મહા૦

કચનીઓ— ૫

રંગભર પિચુકારી મોપે મોહન તું મત છોર,
ભીંજગઇ સારી તનકી સારી ગારીમે દુંગી નઠોર
નેનન શરસમી, તિરછી મદઝરી, અંજનફંદભરી
ચિરત જીગરરી, મત મારો કનૈયા, હટોજી સૈંયા
મેં હુંજી કાચી કલી.
અબ બી હુયે રંગીલે ફકડ બંકે જોબન જંગી કીશોર
છોડુંગા નહિ પ્યારી, રેન હય કારી, જાના હોયે જખભોર

રસુલ વિગેરે— ૬

પ્યારે લગની લગી હય પ્યારો જાનકી, વોતો અચ્છી અચ્છી
નાહીં કયા કામકી
હાંડે એટો પ્યાડીહય, મેડા કામકી, વોતો પ્યાડી સચ્ચીહે
સીતા રામકી
વો જાનકીરે વો નામકી, મુજે તાનીલગી હય ઉસકે ગાનકી
લાચાર હુંમે જરબીન દોસ્તો, ચાલો ચાલો મેડીપાહે
બોટી હેજી ડામ
ગાનતાન ખાનપાન, પ્યારે લગની લગીહે પ્યારીજાનકી
મીઆ અડે છે એમેડી પ્યાડી, બકવા કયા એ કરતા
બણીયા વો તો મેરીજાન
પ્યારી જાન હે મેરી જાન, પ્યારે લગની લગી હે.

ખવાસ— ૭

નીંદ લીઓની, નિરતાં રાખી, શ્રમિત છો ભારી આજે
મધ્ય થઇ છે જામિની, નાવે નિંદ લગાર

ચિન્તા તજી સૌ કામની, પોઢો પ્રભુ આ વાર
ઠંડી શી લ્હેકી, સુંદર બ્હેકી, આનંદ દેતી—નિં૦
શાન્ત સહૂ છે આ સમે, પ્રાણીમાત્ર તમામ
ચોર ચખારો નવ ભમે, એવો આપ દમામ
પ્રભુ એ માટે, ખૂબ નિરાંતે, આ મધરાતે—નિં૦

સરૂપ— ૮

ઓ ! લો ! બસ ગઇ પિડા બસ ગઇ
પ્યારી બસ મળું હવે ઝટ જઇ કેવી રંગીલી રસીલી મળી
ગયું ચિત્ત ચરરરરરરરર ચિરૈ, મળું ઝટ જઇરે.
લટકશી બંકીનેન ખંજરી, ચમકશી અવનિ ઝબ્કી વીજળી
ઠમક શી ધરા ધબ્કી ધબ રહી, લચકશી લપ્રી લેટું ભીચડી
છટક શી પટકી નાખે મર્દરી, મટક શી દેતી મત્ત રસચુમી
બસ ફિદા ફિદા ઓલ રાઇટ, ઢેમ ફુલ વાઇફ
છુટી રહીશી નયનથી સરરરરરરરર હવૈ, ખુશી ખુશી થઇરે

વંત્રીઓ— ૯

ચાલો રમીએ આવો બ્હેન, ચાલો રમીએ આવો બ્હેન
ફરી ફરી કુદો અહીં થાશે બહુ ચ્હેન—ચાલો.
પેલા માણુસોના બ્હેન, પેલા માણુસોના બ્હેન
ફાડીને કલેજાં ખાવાનું છે બહુ ચ્હેન—ચાલો.
મીઠી મીજબાની બ્હેન, મીઠી મીજબાની બ્હેન
માંસને રૂધીર કેરી થાશે વ્હાલી બ્હેન—ચાલો.
એને મોતે ઘેર્યાં બ્હેન, એને મોતે ઘેર્યાં બ્હેન
ઘેરથી તરસાવીને આવ્યા વ્હાલી બ્હેન—ચાલો.

ભક્તજનો— ૧૦

નમીએ અંબે સરવે પડી તુજ ચરણે
અલબેલી થાતું પ્રસન આવ્યા તુજ શરણે—

ભક્ત ભરણુ શુભ કરણુ ગ્રરણુમુખ ચરણુ શરણુ છે તારૂ
દળી અરી નિરમળી કર મુજ મતિને—અંબે.
આયુધ ધરિ નિજ અંગ, રહાયે કો ન લીધા સંગ
માર્યા દૈત્ય માતંગ, રોળ્યો ચંડ પ્રચંડ
તેનાં શસ્ત્રો કરી ભંગ, મા મચાવ્યો ભારી જંગ.
અરિદળ વાદળ નાખી વિખેરી, શાન્તિ પ્રસારો સુરંગે

ગરબો— ૧૧

અશરણુશરણી દેવિ તું પતિત પાવની માત,
શરણાગત શત પાપ તું, કાપ શાપ પરિતાપ.

મહિષાસૂરમર્દિની, જયકરી ભયહારી શક્તિ સર્વ તેં ધરી
પુનિતપરા દુરિતહુરા કંઠવિષ વિલાસ
શિવકરી પાવન કરીને, પુરો અમારી આશ—મહિષા૦

વિદારી ચંડ પ્રચંડને, દૈત્ય અતિ માતંગ
શાન્તિ પ્રસારીને દિધો, સુરમુનિને આનંદ

અંબે વરદ દેવિમાત, નમીએ ચરણુ શિર ધરી.
વંદે સકલ વિશ્વ માત, વરિએ શરણુ હરઘડી,
સંગે હળી મળા સૌ સાથ, કરીએ સ્તવન પદ પડી
તારી કૃપાનો નહીં પાર, ભક્તિથી સેવે તે પામે છે પાર
આધારે તારે સૌ આ દુનીઆ છે, તું આપે સર્વેને આનંદ.

અંબા ગિરિજા કાળી એ, વિવિધ નામ વિખ્યાત,
લક્ષ્મી માયા ને જયા એકજ છે સાક્ષાત.

પાળજો પાળજો પાળજો, દેવિ વંદી વંદીને માગે બાળજો.
દુઃખ વૃંદ ખાળજો, દુર્મતિને ટાળજો. દળી અરીરે,
વંદુ નમીરે

મહેશની રંજની ભ્રાન્તિની સહાયરે ભંજની
સર્વેની પાલિની, આશપુરી પાડી, દાસી ઉગારતું અંબે જયી

કરણ— ૧૨

આહા ! કર્મની ગતિ છે કેવી કદી ન કળાય
એ કાગને ત્યાં હંસીણી, દિલ મુજ ચણુ ચણી બળી
બળી જાય, આહા !
એ દેવાંગના ઇંદ્ર આસનને, દીપાવે એવી યોગ્ય સદન છે
અખૂટ અમૃત સ્વરૂપ નીરખી શુધ મુજ જાય.
સુંદરી એ શોભે કેવી ! શશિ સરખી, મનહરતી
પ્રિતિ ભરતી, સુખકરતી, મદઝરતી, રતિરસથી
જાઉં હરખી, મન ન ભરાય— આહા !
નર પતિ સરખાનો મ્હેલ દીપાવનારી,
સુર પતિ તણી સરવે અપ્સરા દે લજાવી;
નહિ નહિ તહિં શોભે આ અલૌકીક નારી,
ભુલ કરી વિધિએ રે વિપ્રને ત્યાં સૃજાવી.
હરવી હરવી એ મદમાતી, નારી પ્યારી સારી ધારી
મ્હારી ખ્વારી કદી થઇ જાય—આહા !

રૂપ સુંદરી— ૧૩

વળે નવ ચેન એની મારી, આવી પડી છેક લાચારી
ચિંતા અધિક ચિતા થકી બાળી કરે જન ખિન્ન
ચિતા બાળી દે સ્હેજમાં, ચિંતા તો નિશદીન
થઇ હું છેક દુખીઆરી, સુઝે નહીં કાંઇ આ વારી-વળે
માઠા શૈકુનનું ફળ શું છે એ વિચાર કટાર
લોકે દંખ વિછુ સમો શું રે કરૂં આ વાર
ઉઠે જવાળા એની મારી, ઓલવવા નહિં પીયુ વારી-વળે.

ગુણસુંદરી— ૧૪

અરર પ્રભુ થયો શો કેર આ આજ કારી
પિયુ વણુ કેમ જીવે રે અરે રંક નારી !
મરણ દવ થકી આ રે બળે તંન વાડી
અરર પ્રભુ હવે તો મૂજને લે ઉપાડી.

ગુણ સુંદરી— ૧૫

થાવા દે સતિ થાવા દેને

જેણે મારૂં પાણિ ગૃહણ કરીને, સંસારમાં સુખ ઘણું દઇને,
લાડ લડાવ્યાં મન ગમતાં તે, જીવું હવે આ જોવાને ! થાવા૦
જીવવું અસદ ગતિ કરવાને, નીજ પતિ નરકે નાખવાને
વસ્ત્રાલંકારને તજવાને, દુઃખ ઉણું શું એથીને—,,
વિધવા દુખ સૌ મુજ ટાળવાને, સ્મરી કરી હું જગદંબાને
તેને ખોળે મુજ શીશ ધરીને, માજી સતિ થાવા દેને—,,

પ્રજાજનો— ૧૬

ગજબ ગજબ ગજબ થયો આ પૂરમાં આ વાર
ધિક્ક ધિક્ક નરપતિને ખરેખરો ધિક્કાર,
જુલ્મ જુલ્મ વ્યાપીઓ રે'વામાં નાહીં સાર
વિષય માંહી ગર્ક થયો રાજા જે પાળનાર-ગજબ૦
રેહેવામાં હવે કાંઈ નથી રે માલ
લીધી બ્રહ્મહત્યા શા થશે પુરના હાલ
દુઃખનું પેઠું ખરેખરૂં પુરમાં સાલ
કર્મ ભુડું ભારી કર્યું ફસીને મોહજાળ—ગજબ૦
હત્યા હોરી સ્ત્રીની શિર લીધો શાપ
પુરમાં હવે રહેવું જો ખાવી હોય નિરાંત
પુત્રી સ્ત્રીની લાજ કેમ રહેશે દીનરાત
શ્હેર છોડી ચાલવું, કરો ન બીજી વાત—ગજબ.

ગુણસુંદરી— ૧૭

ધર્મ નિતિ દુષ્ટ જે છોડી બોલે, ક્રુર પાપિષ્ઠ વિષ કૂપ ખોલે
નીજ રૈયત તણો તાત જે થૈ અરે, 'અધમ અતિ ઘોર,' આ કૃત્ય
જોડે

ધિક્ક તે તાતને ધિક્ક માતને, પેટ અંગાર ઉઠી નામ બોળે
વિષયમાં અંધ થૈ મંદમતિ છંદ આ, રે થઈ દુષ્ઠ જે આમ
હોડે
હૃદય નિજ કોરીને, દુઃખને હોરીને, સુખ સર્વેનું તે પાત્ર
ઢાળે.

ગુણસુંદરી— ૧૮

અંબા માવડી સર્વ દુઃખ શમતા, ભક્તો તણી કામદા
મારીને અગણીત દુષ્ટ અસુરો, રક્ષા કીધી તેં સદા
આવી દીન હું યાચું છું તુજકને, પાશો સહુ કાપજે,
પાખંડી મતિ કાપીને તુજ તણી, રક્ષા તળે રાખજે.
દેવિ તું અવિનાશી સાચી વરદા, કરશે જનો શું કથા ?
કૃત્યો આ જગમાં દિસે તુજ તણાં, આનંદકારી સદા.
અંબા તું મુજ ભક્તિ સાચી નિરખી પ્રીતે સદા પાળજે,
બીજા જન્મ વિષે સહાય કરીને, એ સ્વામિને આલજે.

પ્યારીજાન વગેરે— ૧૯

એજી રંગીલે પ્યારે આઇએ પ્યારે મેરે યારો
આઇએજી આઇએ ખુબ મઝા ઊડાઇએ, કુચ રંગે
રસેજી સુનાવો
લટક મટક ચમક દેખો, મયહું ફુલકકો સિતારો-જી રંગીલે.
નોકર તુમારી મય હાજીર હુંજી, એ બંદી હય જરકી
ગુલામજી
નિસાસે ખીસા કરૂં સબ ખાલી, દઉં જુતોકો મારસે
નિકાલજી
(આવ્યા એતો સ્હેલાણીઓ જાશે જીવડા નીકળી,
જુતાઓના માર ખાશે થાશે ઇજત ઠીકરી.
ઠીક કહી તેં, આલી ઠીક કહી તેં, વાહવા ઠીક કહી તેં
એ તો એમજ) (૨)

પ્યારીજાન— ૨૦

યહ શરાબકા પ્યાલા લીજીએ ઓ પ્યારે મેરે
કયસા મજેદાર લીજત દાર હુયે પીઓજી પ્યારે
મેરી કસમ પીઓજી પ્યારે—યહ શરાબ૦
અયસા અચ્છા મેને સારી જીંદગીમેં નાહી પીઆ
પીઓજી પીઓ મઝેમેં ન ડરો પ્યારે મેરે—યહ શરાબ૦

દીલજાન— ૨૧

નેનાં મત મારો સૈંયા દુર જાઓ
પ્યારે હટ જાઓ, મંદિરે સિધાવો-નેનાં૦
નિકિ નિકિ છતિયાંપે, ટિકિ ટિકિ એ કયા
નિરખત હો રસિયાજી,
બાલા જોબનપે એ કયા જુલુમ હય
પાવોગે કયા લાલા હો કયા દિવાના-સૈંયાં
લાલિ ગાલોંકી મેરી કયાજી લૂટોગે
ખાલિ પાવોગે બદનામી
છુપિ છુપિ મિઠિ મિઠિ બતિયાં સુનાવું
અમન ચમન પાવો રેના-સૈંયા.

પ્યારીજાન— ૨૨

વાહ ! યાર તેરી સૂરત મુરત કયસી હય બની
મયકી યહ પ્યાલીને ખાલી બનાયા, ખિસા તેરા મેરા યાર,
જાઓજી જાઓ સવેરા હુઆ હય,હટોજી હોતુમ ગવાર-વાહ.

રૂપસુંદરી— ૨૩

કેર આ શો મુજ પર વરતે છે, આહા ! પ્રભુ શો કેર,
પ્રાણુ જવાનો સમય આ આવ્યો, આ ખુનીને નાવે મ્હેર.
રાજા થૈ રક્ષણુ કરવું એ, પરમ પવિત્રજ ધર્મ,
તે મુકી દૈને શિર છેદ કરશે, ખરે ફુટયું મુજ કર્મ.

કરણ ને રૂપસુંદરી—          ૨૪

રૂપસુંદરી તું કાંઇ મીઠું બોલ
લોહી અશ્રુ ભરી આંખ હૈયું ખોલ
કર્ણ રાજરે શું બોલો આવા બોલ
કંઇ લાજી કરો મંન માંહી તોલ.
રે તું છોડી માનને વિસારી ગમી
મારી માનીતી રાણી થાને માનિની
થાની માનિની રે ઓ કામિની–લોહી
છોડો કેડો હું માગું પાએ પડી
હું પાએ પડીરે યાચું છું રડી–કંઇ લાજી કરો

કરણ ને રૂપસુંદરી—          ૨૫

લાજો લાજો જરી કાંઈ લાજો
ખસોની ખ્વાર થાશો, જવાદો જુલ્મ આ શો
ઓ પ્રિયા તું માન, મુજ કહયું તું માન
છોડો કેડો રેશે નહિં માન, લાગ્યું ભુંડું શું આવુ.
તાન, શું નાહી સાન,
નવ તું જા રીસાઇ, હરિ મુને કેવા કૂર કસાઈ
ન તું ફસાઈ, રંગે ભીંજાઈ, મારી તું રસીલી વ્હાલી
બાઝો ન, બાઝો ન, દુર રહો, રાજ ! ઓ વિષયી!

કરણ ને રૂપસુંદરી—          ૨૬

મારી પ્યારી રૂપસુંદરી, દિવ્ય દેહ ધરી, ઉર્વશી પરી,
ચિત્ત મુજ હરી,
આમ છોડિને રૂદન તારૂં, ખોલ તું હૃદયરી.
નૃપતિ નથી આ શોભતી અઘટિત આવી વાત
પાલક છો નિજ દેશના, વિશ્વ વિશે વિખ્યાત.

છો રૈયતના તાત, તમે ક્ષત્રિની જાત, શાને લજાવો છો
તમ માત

કરો વિચારી વિચારી તમે હૃદય વેધી વાતરી.
મારી પ્યારી રૂપસુંદરી, વ્હાલીરી, મારીરી, પ્યારીરી-મારી
જેમ સ્વાતિ બુંદની ચકોર જોય વાટ
તેમ હું જોઉં પ્યારી તારીરી, વ્હાલીરી, મારીરી-મારી
ધબકે મારી છાતડી સુણી આ કઠીન વચન
કેર કીધોરે જગતમાં ધિક્કાર તુજ જનમ
છે ધિક્કાર તુજ જનમ, તુજ ફુટી ગયું છે કરમ, છે તુજને
શરમ શરમ

કીધી લાચારી લાચારી તમે અહીં મુને લાવીરી-મારી૦
એમ વદે શું પ્યારી મારી, છોડી દે તું માન, આ તારૂં ગુમાન
હવે કોનીશ નિશ્ચે ધાર, ઓ હઠીલી વ્હાલી નાર—
લે જાણી, મુજ રાણી, દાસીરે, કરીશ હું
ન માને આ વારી નારી તો હુ છેદિશ તારૂં શીશરી—



## અંક ૨ જો.

કંચનીઓ— ૨૭

ખિલજી તખ્ત કાયમ રખ તું હરદમ યા ખુદા
યા પાક પરવર તું હયે દીલબર સરવર અફસર
સબકા માલીક દાતા,
સખીયાં ઇધર સબ ગાત હિલ મિલ હમ
ધરતે હય દિલમેં મનમેં કાયમ રખ અય અખેતર આલ
કામ દામ રખ કાયમ જહાંમેં રબ
બરસે બરસે સબ નૂર બરસે એહી અર્જ હે ખુદા.

અલાઉદ્દીન— ૨૮

સુની માધવજીકી બાતે ખુશી પયદા હુઇ રે
સુનો સબ દરબારી, યહ બહોત બાત હય ભારીરે
તુમ બહાદુરીસે લડના, તુમ હોકે મર્દ નહીં ડરના,
ગુજરાત દેશ સર કરના, કચ્ચે સોનેસે ઘર ભરના.
લીલ્લાહીકા હય સાયા, હમપે કમતી નહીરે—સુની.
કરો અબ તૈયારી, યહ પાઇ તક સારીરે
કાફર પર ફતેહા પાકર, પટ્ટનપર ખાસ જાકર
માધવકા હુકુમ લેકર, રૂપસુંદરી વાપસ દેકર
કર કયદ કરનકો, હાકીમાત ઇસ્સેહી દેનીરે— સુની

અલફખાં— ૨૯

—ચમકત દમકત મુલકપર જર તુરરી
તાજ ધર ! દૌલત સારીરે પટન શહેરકી—ચમકત.

વોસબ મુલ્કો, અમ જીતેંગે, બડી અચ્છી ઓરત પ્યારી
હુરી મિલે પરી—
એહી બાત દિલમે રખું પરવરી, મત ભુલું મયેં કભી,
મરજી શિરપર હય ધરી

જાસુસો— ૩૦

જુઓ શું રાજ અરે દુશ્મનો આવે છે ભારી
નાશ કરવાને કારી, આશ હિમ્મતે ધારી
લશ્કર ઘણું છે ભારી, સેજ માંહી જાશો હારી
ગુર્જરવર દેશ સર કરવાજ આવે થાશે ખ્વારી—જુઓ૦
સાથે આવે છે નિજ દેશનો જે દ્રોહી દ્રોહી
માથે ગાજે છે કાળી વાદળી ના જોઈ જોઇ
આવશે લેશે લેશે,, ગુર્જરી ભૂમી લેશે
ઉઠો ઉઠો શુરો વીરો, નહીં તો જાશો હારી હારી
રે ઝટ ઝટ કરવી તૈયારી—

સામંતો— ૩૧

રાજ વિચાર એવો જો ખુદનો, સેવક જન શું નથી રણીઆ
હિમ્મત સાથે ડહાપણ જોઇએ, બુરૂં વદે ન પછીથી દુનીઆ
એ સમજી મત એ દરશાવ્યો, ધારો નપ્હેરી અમે કાંચળીયાં
મેદાનમાં લડવાની ખુશી તો, શું તન અમ નથી મદભરીયાં
તૈયાર છેએ જરી નથી ડરીયા, ચાલો કરીદો ઝટ કેશરીયાં

રાણી—કરણ— ૩૨

યુદ્ધે સીધાવો રાજ, સમય છે સારો આજ
રાણી હું જંગે જાઉં, છોડું અરિને નાજ
પ્રભુ તું ક્ષત્રિય સ્હાયકર છે જયકર જય જયકર તું—યુદ્ધે

અશદ વરદ રંગકર, દે જે તું યશ સદા.
વિજય વિજય વિજય વિજય પામો,
કીર્તિ કીર્તિ કીર્તિ રાજ પામો,
પ્રીતમ પ્યારા ઝુકાવો જી રાજ સંગ્રામ પ્રણામ પ્રણામ.
છોડ રાણી છોડ હાથ મારો પ્યારી મારો. (બસ)

કરણના દરબારીઓ— ૩૩

ઘુમો ઘુમો રણરંગી, ધારી સમશિર કર નંગિ
રે શૌર્યતણી નવ તંગી, રણ ઝુકાવો દો વિર જંગી
શસ્ત્રો સજો વિર કારી. થાવી છે દુશ્મન ખ્વારી
બરછી ગૃહી કર તીરછી, સૌ ઘોંચી દો લાગ વિચારો
ઓ વીર ભડવીર નાખો પટકી નાદાન
રગદોળો સૌ તુર્કો ભૂપર ડર છોડી પલવાર
લોહીનું કરો રણસર નર કાઢોને તલ્વાર—ઓ વીર૦

અલફખાં— ૩૪

પાક દીનકે લડને વાલે અબ મયેદાન હો જાઓ
કુત્તે જેસે ભોંક રહે હે સબ કાફરકો મારો
મત ડરના એ મેરે દોસ્તો ફતેહ ફતેહ લલકારો
વો બકરીકે સાથ સભી તુમ બ્હાદુર શેર હો જાઓ
શિકાર અચ્છા હાથ લગા હુય, મત છોડો હુશિઆરો
ઝટપટ સબ બીજલી કે માફીક સબ તલ્વાર ચલાવો
અલ્લા અકબર દિલમેં રખકર જલ્દી પાંઉ ઊડાવો.

કરણના સામંત— ૩૫

શા બુરા હાલ ગુજરાત, પડી ગઇ રાત, દિવાળી નિત જ્યાં
આ ચણુ ચણુ ચણું લોહી બળે દુઃખ તુજ જોતાં.

તુજ તનુજ ઉપર કેહવી, આવી છે પડી, બુરી આફત શી
સ્વામિ તુજ ફેરો થયો મ્લેચ્છ પરદેશી.
પડયો કરણ રાજ સરદાર, મારી અરિ ઠાર હડીલો પૂરો
મુકી પોક રોતી નથી કેમ ગયે તુજ શુરો.
શું વજ્ર સમું તુજ રૂદે, હજી પણ મદે ? દિસે ભરપૂર
મન માંહી લાજ તું જરી બની કેમ ક્રુર.
તું થઈ ગઈ આવી કેમ, તુને નથી જરા કંઇ રહેમ,
શો છેક ઉતાર્યો પ્રેમ ?
તું વિધવા થૈ શું વરે, અન્યપતિ ખરે, પ્રિતી તુજ ગઈ કયાં ?
હવે પિતા સાવકા કને કદી નહીં બને ઘડી ભર એક
શાતા વળવા નહી ક્ષણું દઇએ એક,
હાય હાય હિંદુ રે ધર્મ, કુટયું તુજ કર્મ, અંત તુજ આવ્યો
હાય હિંદુ રાજનો સાથ પાર પણ લાવ્યો.
વનરાજ અને મુળરાજ, સિધરાજ નથી કંઇ દાઝ,
જોઇને ડુબતું આ આઝ
નથી વ્હારે ધાતા કેમ ? લીધો છે નેમ, ધારીને મનમાં
હવે કરીએ છેલ્લી સલામ રૂધિર નહીં તનમાં.

કોળારાણી— ૩૬

અરેરે દુખ નવ જાએ આ સહ્યું
પિયુ વિના જીવતર રે આ ભૂંડું, કેમ જાશે રે વહ્યું—અરેરે
વૃક્ષ કોમળ મુજ આશા તણું તે, મરણ ભુંડે છેદીયું—,,
જુવાની કેરૂં આ ઉપવન લીલું, મોત દવે રે દહ્યું—,,
સ્વામિ મરણથી આ દુનીઆમાં, વૃથા હવે જીવવું—,,

લૂટારા— ૩૭

મારો કાટો લૂટો પીટો યહ કરના હય કાર હમકો
લેના કયા હય દેના કયા હય ભાઇ કરો હુરબાર હમકો

અપના હીકમત અપની હિક્કત અપની કિસ્મત હય હમકો
જંગલ મેં મંગલ કરતે હેં અય સરદાર હમરાહ હમકો
અપને બાવાકા હય પેસા, ઇસ્મે કયા ગયરત હમકો
કયા ડરના હય યાર કહો તુમ જમા કરો મીલ્કત હમકો.

કેળારાણી— ૩૮

હો મુકી રડતી કયાં ઊડી ગયા ઓ પ્રાણનાથ
હાય હાય વદું શી વાત
સુખ સર્વ વહી હાય ગયું મુકી એકલડી જાત
હાય હાય પ્રિય પ્રાણનાથ.
કેળગર્ભ સમી કનક મારી દેવલ પારી જાત
હાય હાય નથી મુજપાસ
માત તાત ભ્રાત ન્યાત જાત છોડું હું હાએ આજ
હાય ધિક્ક મારી જાત.
હાય હું ફસી ગઇ મ્લેચ્છ હાથ. વળી વટળશે જાત
હાય હાય વદું શી વાત.
પ્રાણથી અધિક પ્યારૂં મારૂં છોડી જાઊં ગુજરાત
ધિક ધિક્ક મારી જાત.

પ્યારીજાન વગેરે— ૩૯

હટો હટો ના હમકો સતાના, એસા કરે નકો હોવે શ્યાના
હટોજી યાર મેરી ધડકત છતિયાં
ચેન ન પરત મોસે ગમ દિન રતિયાં
પ્યારી પ્યારી જાદુ ડારી મત કર એસી દીલોજાની
દેખીમેં બુરી નજરીયાં—એસા૦

દીલજાન— ૪૦

મોરે ગલેકા હાર (ઉસ્સે) ચમ્કેજી મેરા જોબનવા
સૈંયા દેખો કયા બ્હાર દેતેજી મેરા કંગનવા
અમકો દેદો જોબનકી લુગાઇ
(નહીં) વોતો મેરા મોહનકી મીઠાઇ
જાઓ સૈંયા, છોડો બૈંયા, દુર દુર પૈંયા પડું મેં

સજનવા
(એંજી જાઓ (૨) એંજી જાઓ (૩) પ્યારી બસ
માન જાઓ,
મત ભાગ જાઓ) મોહે છેડો ન છેડો ન છેડો.

કરણ— ૪૧

હરિ તારી ગતિ અતિ ન્યારી, સૌ જનને ચાનકકારી
જન કરે દુષ્ટ જે જારી, પામે તે નિશ્ચે ખ્વારી—હરિ૦
તે મારી ગુર્જરી ભુમિ, લજવે સુરપુરિ, ભરતમાં ધુમિ,
પ્રેમથી ચુમિ,
ઝટથઇ ન્યારી, આ કરીને ઘાવો કારી—હરિ૦
મારી કોળા નવયોવના ન રૂપમાં મણા, હશેથૈ ફના, તેહના
વના
થઇ લાચારી, આ સળગે તનની વાડી—હરિ૦
પ્રિય મારી કનકદેવલિ, આરસ પુતળી, દેવલ દેવલિ
પુષ્પની કળી
ઝટ થઇ ન્યારી ફરી મળવાની ના વારી—હરિ૦

દેવળદેવી-કનકદેવી-કરણ—૪૨

તાત થયા શા તમ તનને ઘાવકારી આ ઘા
લોહિના શા રેલા વહે, હાયરે શું થયું દેહે
દિસેરે આશું આજે અરે—તાત૦
ઠામ ઠરીને દુઃખ પરીને રહો માહરી પાસ
નાહિં કાંઇ નહિ મુને, દુખરે ઓ વાલી મુને
સુખેથી મારી પાસે રહો—ઠામ૦



## અંક ત્રીજો.



દેવળદેવી તથા સખીઓ—૪૩

ચાલો ચાલો મારી આલીરી પ્યારી મારી આલી
આહા ! વાટિકા શિ ખીલી રહી ! આનંદે આલી
ઉમંગે ચાલો બગીચે, જ્યાં રંગ રંગ સાજે રાજે તમામ
લીઓજી ચેન અંગે, સુરંગે, સૌ સંગે—પ્યારી૦
અતિ ઉકળાટ શરીરને પીડે, આ તાપ કેમ સહિએ,
વૃક્ષ શિતલને છાંયડે, આનંદે રમિએ. ૧.
જાઇ જુઇ ચંપા ચંપેલી, સેવતી રહી બ્હેકી
નૃત્ય કરાવે પુષ્પને, પવંનની લ્હેકી—વાટિકા ૨.

દેવળદેવી વિગેરે— ૪૪

પ્યારી રસીલિ સખિ મળીસંગ સઉમંગ રસરંગ લાવો અંગ
ઝુકી ઝુકી રમી! આજે લીઓ રંગ અંગેઅંગ
છનનન છુમ છનનન છુમ છુમ છુમ ઘુમીને
ગરજત ગડડડ ઘન, વરસત ઘનનન ઘન, ઠમકત ઠુમ
ઘુઘરીઆં દીએ તાલ
તાનુમ્ તાદરેદીમ્ દે તાલ મીરદંગ નાધિન્ના તાધિન્ના
દીમદીમ તક્ તીક્ કત્ ધા—મારીઆલી સખી મળી સંગ

દેવળદેવી— ૪૫

નરવર પ્યારા શું ન્યારા થશો મારા પ્યારા,
લિધું ઉપકાર મિષે મન મુજ હરિ પ્યારા પ્રિતમ
પિતા પાસે કેમ વળે કળ મુને ઓ પ્યારા પ્રિતમ

તન રંગ જાય ઉડી ફીકી પડી પ્યારા પ્રિતમ
કેમ કહેવાય મઝું રીતે શી હું પ્યારા પ્રિતમ
તન તફડે છે મુજ જળ વિણુ મિન પ્યારા પ્રિતમ
ચકોર ચંદ્રનો થાએ છે વિરહ પ્યારા પ્રિતમ
હરિણી એકલી વિરહીણી વન પ્યારા પ્રિતમ
મરે ટવળી ટવળી નૂરી રણે પ્યારા પ્રિતમ

શંકળદેવ— ૪૬

ચંદ્રવદન કમલનયન મદન સદન નાર
પ્રેમ ઝરણુ ચરણુ ગમન હરણી શું કરનાર–ચંદ્ર.
શેપફણી જોઇ કેશ, કેસરી કટિને ભાળી
કર્પુર જોઇ ભાળ, પ્રવાળી અધરે હારી
અંઝરંગ ગુલાબ, સુધાવાણી મનહરથી
તનુ અંગે શેલડી, રસિક જનનાં મનહરતી
સ્તન ઉત્તંગે ગયો મોગરો બટ કરમાઇ
દંત કળીથી દિંગ થયું દાડિમ શરમાઇ
ઘડિ વિધિએ નિજ હસ્તથી, અસ્ત કરી કુદરત બધી
વર્ણવવા એ રૂપ શેષ લેશ સમરથ નથી—મદન.

શંકળદેવ— ૪૭

પ્રિય અરે મુજ ભ્રાત—વદું શું ?
ચેન તો જરાય નહીં વળે મુને હાય આ
દિલની કહું કોને વાત—વદું શું !
કામજનક સુંદર બાળા તે
પડી અવનિએ જોઇ ખોઈ મુજ શાત—શું પ્રિય.
ભીતી થકી તુટિ ગ્રન્થિ, થઇ દશ કુસ કલી

શશિમાં જેમ ડાઘ—શું પ્રિય અરે મુજ ભ્રાત.
અંગ સુગંધથી મત્ત બન્યો જેમ જેષ્ઠની વૃષ્ટિ થકી ગજરાજ

કચંદ— ૪૮

બહુ મઝા ઉડાવું ઈશ્કમાં બસ ચશ્માં ચ્હેરી આંખે!
વાહવાવાજી વાવા!
ઝભ્ભા ચોળી વળી પોલકું શીવડાવું તુજ કાજે!
સાડી સુંદર અંબર નંબર કમ્મર પર બસ રાજે!
ઈસ્ટાકીન બુટ છતરી હાથે ગજરૂં સુંદિર માથે!
હાથે કંગન કોટે મોતન માળા નથની નાકે!
છમ છમ કરતી ચાલે જ્યારે ધરતી ધમ ધમ ગાજે!
ફેટીન એ ઘોડાની લેશું, બેશું તારી સાથે!
બંગલે જાશું ખાશું પીશું ગાશું આપણુ સાથે!
લટકો મટકો જરી તું કરીને મુજને જો તું બાઝે
(આ) બુઢ્ઢા વારૂ પંપાળીને જરીક મન તો રાચે!
આહાહા, આહાહા.!!!

શંકળદેવ— ૪૯

કેમ કરીવાળું હું મન મારૂં, પ્રીતતણી પિડ અંતર પીડે
રાત્ર દિવસ મુને રટણુજ એનું એને હશે મુજ કેરૂં
નહીં કે—પ્રી૦
રાખ્યું અરે મન નવ રહે મારૂં, તનમાં થાય ઉચ્ચાટ,
પ્રેમ કટારી કાળજડે વાગી, છેક થયો હું નિરાશ
પ્રિયા વિણુ મનડું મુઝાએ, ખાન પાન મુને કાંઇ નવ ભાવે
પળ પળ તંન સુકાએ—પ્રીતતણી પિડ—કેમ કરી૦

શંકળદેવ— ૫૦

કયારે મળું ? ધિરજ હવે નાહીં રહે, સ્હેન સર્વ
જાએ,—કયારે૦

પિડ હું હવે કોને કહું ? દુઃખ મૂજ કયાં હું રહું,
જઇ હું પાસ કોની રહુડું ? કોની નથી સહા એ-કયારે૦
ચિત્ર હૃદય માંહી ખડું, કેમ કરી કરૂં તે પરૂં,
બાગ તણે કોટે રહુડું, પ્રેમ રાશ આશયે—કયારે૦.

દેવળદેવી—                    ૫૧

પ્યારા કેમ તરશાવોરે ! કૃપાવારી વરશાવોરે
નહીં ચ્હેન, દિન રેન, મારી અસિ પ્રેમતણી ઘાયલ બનાવી
જગરચના પિડ ભારી આપે, તે મુજથી ના સ્હેવાએ,
જેમ જેમ જાય ક્ષણ મુજ ચેન જાય,
જાય ગળીદેહ મારી, છેક ગઈ હારી—પ્યારા૦
અરસ પરસ પશુપંખી સરવે લીએ આનંદ હળિમળિને,
હિનભાગ હાય ! એકલડી હું નાર
નથી સમે આવે હાય મુજ દિલદાર— પ્યારા૦

દેવળદેવી—                    ૫૨

સિઝાઉં મૂજ દુઃખમાં શિદ મુને સતાવોરે
સખી હું દર્દ ગર્દમાં દુખ કોઇ શમાવો રે
કોઇ શમાવો રે ધરિ દય રૂઅવી ધાવો રે-સિ૦
પ્રેમ અગન સળગી જહાં, સાગર પણ સુકી જાય
પ્રેમ વીજળી ચમકથી પર્વત કુટિ તુટિ જાય-કોઇ.
જોબન વન વિરહાનલે, બળી ભસ્મ થઈ જાય,
ગગન ચશ્મ પણ એ દવે બળી પીળો પઠી જાય.

દેવળદેવી—શંકળદેવ                    ૫૩

આ શીરે, ખુશી થૈ થૈ, ઓ પ્રિતમજી !
ખાસીરે, ગઇ ન્હાસી, સૌ ચિતમજી.
પ્રેમ પાશે ઘેરેલી, રેલી આજે રંગરેલી
ન્હી જવાળા ઝૂરી ઝૂરી, સ્વામિસંગે શામિ પૂરી-આ
પ્રિય ! ચંદ્રને ચકોરી, સંયોગેથી રંગી જોડી
માધુરી આ મૂર્ત્તિ જોઇ, ભાનશુદ્ધિ ખોઇ મોહી-આ૦

દેવળદેવી–શંકળદેવ— ૫૪

કર જોડીને નમિએ પ્રભુ !પ્રીતિ આ સાચી ઉપર
કર તું મ્હેર.

પ્રેમ થકી આ જગત થયું છે, પ્રેમે તે ઝળકી રહે છે
પ્રેમ વિના ઘરબાર અને સૌ આગ વગર સળગી રહે છે!
નારી વિણ ઘર આ દુનિયામાં સ્મશાન તુલ્યજ ભાસે છે!
પત્નિ વિના નર જીવતર આખું અર્ધું નિશ્ચે લાગે છે !
પ્રેમ તણા વિધ વિધ રંગો પણ પતિ પત્નિનો ન્યારો છે!
સત્ય પ્રેમ એકજ આ જગમાં સુવર્ણથી પણ સાચો છે!
પ્રેમ ! બલિહારી તારી કયાં કયાં કયાં ! ! !
કરૂં સ્તુતિ તારી અરે કયાં કયાં કયાં ! ! !
પ્રેમ ઇશ, ઇશ પ્રેમ, જયાં ત્યાં ત્યાં ! ! !

કરણ— ૫૫

કરૂં ઠાર ધસિ હું અસિધાએ, બસ ઠાર આવાર બળી લ્હાએ
યતિ મ્લેચ્છ સુતા એ બચી જાએ, હાય શું નિરદોષ
હણું ? ના એ.

કરણ— ૫૬

કુમળી પુતળી આ હવડે જાત હણાઇ
બાળા લગન અગનમાં સુઝાઇ
મારા જમ સમ કરમાં ફસાઇ, હાયે હૂંતો કસાઇ-કુ૦
કુદરત રત નવ રહે રૂકાઈ
અંગે રતિપતિ રમતો ઝુકાઇ, હાય ! થાત વિદાઇ

સખી–દેવળદેવી. ૫૭

પ્રિય રંગિલિ રતિરસ ભરી, જોબન મદઝરી
સુમન કલિ ખિલિ, જશો શે જંગે? !
પ્રેમજંગે, રસરંગે, પિયુસંગે. કરી છમ છમ.
નાહીં નાહીં સતાવો, સખિરી વિચારો, જરિક લાજ
લાવો બેનીઓ.